---

# શિવરાત્રિ મહાત્મ.

---

લખનાર—શામજી વિશ્વનાથ ઓઝા.

પ્રગટ કરનાર

**મેસર્સ હિમ્મત એન્ડ બ્રધર્સ—નડીઆદ.**

પોતાની વખણાએલી દવાઓ અને નિતીસુબોધક પુસ્તકો પ્રગટ કરનાર તથા વેચનાર.

અમદાવાદ—"ત્રિભુવન" પ્રિન્ટીંગ પ્રેસ.

# ઉદાર ગ્રહસ્થો.



રા. રા. મગનલાલ જેશંકર પંડ્યા.

રા. રા. મણિલાલ ફીલાભાઇ શાહ.

રા. રા. ગિરધરલાલ છોટાલાલ ચોકશી.

રા. રા. ચુનીલાલ બોધાભાઇ ભાવસાર.

રા રા. હરગોવીંદ બાપુજી બારોટ,

રા. રા. બાલુભાઇ જગજીવન.

રા. રા. જેઠાલાલ નાથાભાઇ ચોકશી.

રા. રા. વ્રિજલાલ લલ્લુભાઇ શાહ.

રા. રા. માણેકલાલ નાનાભાઈ શાહ.

રા, રા. ભીખાભાઇ નાનાભાઇ શાહ.

રા. રા. છોટાલાલ છ. શાહ.



શ્રી કૃષ્ણાય નમઃ

# શ્રી શિવરાત્રિ મહાત્મ.

## દોહરો

જય જય જય અશરણ સરણ, મંગળકરણ હમેશ;
જય જય નાથ ઉમાપતિ, જય જય હરણ ક્લેશ.

## સવૈયા.

પ્રભુ પદ પ્રિતે ધ્યાન ધરીને, ઉમેદ આણી ઉરમોઝર,
શિવરાત્રી મહિમા હું આજે, અલ્પ મતિથી વદું લગાર;
પુર્વ દિશાએ શે'ર વડું છે, કાશીપુર નામે વિખ્યાત,
જે છે જંબુ દ્વીપ વિશે વળી, પવિત્ર ધામ માટે પ્રખ્યાત.
પુર્વે તે 'નગરીમાં વસતો, વિપ્રહતો એક પુર્ણ પઢેલ,
ભાગવત, વેદ, પુરાણ, શાસ્ત્રમાં, વખણાતો' તો ખુબભણેલ;
પવિત્ર ઝાઝાં નર નારી બે, પણ નહીં પેટે કાંઇ સંતાન,
તેથી નિશદીન જાપ જપાવી, બ્રાહ્મણને આપે બહુ દાન.
ચાકર નોકર ઘરમાં ઝાઝા, હાથી ઘોડા લાખ કરોડ,
છપન ઉપર ભુંગળ વાગે, (પણ) પુત્ર તણી ખાતામાં ખોડ;
સુખપાલની સામગ્રીમાં, રડતાં ફરતાં ખુબ રતન,

જર માંહી ઝીલંતાંરે પણ, ઉર માંહી ભગવંત ભજન,
પુત્ર પ્રસવ થાવાને માટે, વંચાવ્યાં બહુ વેદ પુરાણ,
વિત વાવરવા ખાંતે કાંઇ, નવ રાખી કોઇ વાતે તાણ;
વિપ્ર જમાડે ટાણે ટાણે, વળી આપે બહુ ઉમદા દાન,
જગન કરાવે, જાપ જપાવે, નિશદીન સમરીને ભગવાન,
એમ કરંતાં, જાપ જપંતાં, માસ ગયા કાંઇ વર્ષ અનેક,
તોપણ દંપતી ઉરથી જરીએ, દુર કરે નહીં ધારી ટેક;
(પછી) ચૈત્ર માસની નવમી તિથિએ, પક્ષ હતું સુદી ભરપુર,
તે દીન પ્રીતે દંપતી પોતે, નિંદ્રામાં બનીયાં ચકચુર.
વડો વાર વિવેકી તે દીન, ગૃહ નક્ષત્રો શુભ હતાં,
તારા મંડળમાં પણ બહુ બહુ, મંગળ ચિન્હો શુભ છતાં;
મધ્ય રાત્રે શિવ આવી વશીયા, આપ્યું ત્યાં આવી વરદાન,
પુત્ર તમારે થાશે પણ તે, આવા ગુણ વાળો ગુણવાન,
શોળ વરસની વયનો થાતાં, લક્ષ્મી કેરો નાશ થશે,
માત પિતાથી દુર રહીને, દારાથી પણ દુર જશે;
એમ કહીને અંતરજામી, અંતરધ્યાન થયા તતખેવ,
રાત ઘડી બે ચાર થઇ ત્યાં, પ્રગટ થયો શુભ ભાનુ દેવ.
ત્યાર પછી પુરા નવ માસે, સફળ થયું શિવનું વરદાન,
દેખી દીલ આનંદ ન માએ, ઉભરાએ બહુ તનમાં તાન;

ખુબ સોપારી સાકર ખરચી, ખારેકનો નવ રાખ્યો પાર,
ઉત્સવ ઘેરે ઘેર જમાવ્યો, મોહીક જમીયા બ્રહ્મ અપાર.
માગણુને મોં માગ્યાં મળીયાં, વીપ્રો કેરી પુરી આશ,
ખામી નહીં કો વાતે રાખી, મળીયા જાણીને અવિનાશ;
વેદ સુણાવી વિપ્ર કને પછી, પુત્ર તણું પેખાવ્યું નામ,
હેતે 'હરદત' નામ સુ પાડયું, હર્શિત થઇ નગરી તમ્મામ.
શંકરનો આપેલો સુતતે, વૃદ્ધિ પામે દીનને રાત,
માત પિતા હરખે ઝુલાવે, એમ વર્ષ વિત્યાં સુસાત;
આઠ વર્ષની વયનો થાતાં, પુત્ર થયો એ મહા કાબેલ,
ઉપવિત ધારણ કરીને તેને, ગુરૂ પાસે નંખાવી ટેલ.
વેદ પુરાણે વાકેફ થઇને, ભાગવતનો પણ સોધ્યો સાર,
વળી વિશેશે વ્યાકરણ શોધી, પીંગળનો પણ પ્રીછયો પાર;
ગંગાધર વિપ્રે વળી પ્રિતે, પરણાવી પોતાની બાળ,
રતનબાઇ શુભ નામ હતું જે, દેખી થરરરર કંપે કાળ.
તેહ બાઇના રૂપ અને વળી ગુણ તણું નવ થાએ ગાન,
ઇંદ્ર તણી ઇંદ્રાણી તે પણ, આવીને આપે સનમાન;
વેણી દેખી નાગણ લાજે, બાળે ચંદ્ર બહુ લજવાય,
મુખપર આવી ભમરા ભમતા, બલિહારી તે ઉપર જાય.
દાડમ કળી સમ દંત દીપતા, નાશીકા પોપટની ચાંચ,

ચાલ ચતુરાઇ નીરખી તેપર, સાદુંલ પણ ખાએ બહુ આંચ;
એવી રંભા સાથે રમતાં, વરસ સોળની ઉમ્મર થાય,
હરદત્તને શિવ વરદનેથી, આવો તે દીનથી પીડાય.
વેશ્યા, વસની, જુગારીઓની, સોબતમાં સપડાયા ભાઇ,
ત્યારે તેની પત્ની પોતે, જઇને નીજ પીએર રહી;
એક દીવસ એ છેલ છબીલો, ચડી ગયો ચૌટા મોઝાર,
ત્યાં તેણે એક સુંદર દીઠી, નખરાં કરતી નાજુક નાર.
નિખી તેનું રૂપ, જુવાની, સુંદરતા રતન ઉપર સાર,
થનનન, થનનન, નયન નાચતાં, દેખી વાગી કામ કટાર;
મુર્છાથી ઢળતો દેખીને, વિપ્ર વણીક સૌ આવ્યા ધાઇ,
શુંછે ? શુંછે ? કેમ થયુરે ? કેમ પડયો તું અહીંયાં ભાઇ.
ઘણા ઘણા એમ પ્રશ્ન પુછતાં, ઉત્તર નવ મળીયો જ્યારે,
સઘળાએ વિચાર્યું ચિત્તમાં, કંઇ વળગ્યું આને ભારે;
બ્રાહ્મણ સર્વે ભેગા થઇને, જોતિશની ટીપણી તાણી,
પિત્રુ પીડા લાગે એને, એમ વધા સઘળા વાણી.
બ્રાહ્મણને લચપચતા લાડુ ખુબ જમાડી આપે દાન,
હરદત કેરૂં દુઃખ ઉરાએ, શાસ્ત્ર વચન એવું નિદાન;
કોઇ કહે વળી ઝોડ ઝપટ થઇ, માતાને માનો નૈવેદ,
બાવન વીર વળગ્યા છે એને, જતી બકયા ત્યાં એવો ભેદ.

મિયાં કહેછે જન વળગ્યું છે, પોત પોતાનો તાણે વાદ,
એવામાં વૈદ રાજ પધર્યા, આવી દીધો આશિર્વાદ;
નાડ તપાસી ખાશી રીતે, ઉચરીયા તે એવો બોલ,
જન બન વળગ્યું કાંઇ નથી પણ ખોવા બેઠો છે એ તોલ.
પ્રેમ પાસ પીડે છે એને, તેથી ચિત નથી સ્થિર ઠાર,
એવામાં મુર્છા ઉધડીને, હરદત ચાલ્યો ગુણકા દ્વાર;
ગુણહિણી ગુણકાએ. તેને, લુંટવા માંડયો મારી તીર,
પટ, આભુષણ, પુસ્કળ લીધાં, રોજ રોજ રંજાડી વિર.
માસ છ માસે તો ઘર ટાળ્યું, લેણીયાત આવે ભરપુર,
નાશી નીકળયો ગામ તજીને, વસીયો જઇને દેશજ દુર;
ખાવાની ખરી ખોટજ આવી, પાસે ન મળે દમડી એક,
ઉપાન કેવળી અંગ વસ્ત્ર પણ વેચી ખાધાં તેણે છેક.
અંતે ચાલ્યો ભીખ માગવા ઘર ઘર ભટકી માગે લોટ,
આપે કે નવ આપે ત્યાંથી? પકડી ચાલે ચોટા ચોટ;
જો કોઇ આપે ચપટી તો તે, ત્યાં ઉભો રહી ફાકી ખાય,
એવી રીતે કહો ભાઇઓ, કયાંથી તેનું ભેટ ભરાય?
પેટ પુરણ અન્ન ન મળે કદીએ, પણ લક્ષણ વંતો ભારી,
પાંચ ભાર નિત્ય અફીણ કરો, છે પોતે પાકો યારી;
અન્ન વગર ઘડીએ તો ચાલે, વિણ અફીણે કેમ રે'વાય?

ટંક ચૂકે તો પગ તુટેને, જીવ ઘડી બે ઘડીમાં જાય!
એવો તે બંધાણી આપે, પડી રહે ચૌટા મોઝાર,
ટાઢ તાપને ભૂખ દુઃખતે, વેઠે શરિરે અપરંપાર;
જઇને તે પુરમાંથી લાવે, કે ઉભો તે ત્યાંથી થાય,
શક્તિ હીણુ તે બન્યો બાપડો, ભૂખના દુઃખે બહુ દુભાય.
કોઇ આવીજો મુખમાં મેલે તો કંઠે આવી અચકાય,
મુખમાં પાણી શોશ પડેને, કંઠ ઠને ના જરીએ જાય;
કંઠ સુકાણો તેથી મુખમાં પાણી કેરા પડીઓ શોશ,
અકળાયો એ એદી એવો, પોતાથી, દે કોને દોશ?
દરિદ્રતા દિલ માંહી આવી, કરવું સુઝે નહીં કાંઇ કામ,
પડી રહે તે એદી સરખો, મુખ થયું માખીનું ઠામ;
નાહયો તો જનમીને જાણે, એવો મેલો બહુ ગંધાય,
ઢોર ચર્મ ધોવાનો ખાડો, એવોએ આપે લેખાય.
ગામ વચેથી સૌએ મળીને, ઉપાડી ત્યાંથી એ લોથ,
મેલ્યો જઇને પુર બહાર પણ, ફફડયો નહીં જરાએ હોઠ;
ઘણા ઘણા દીન દુઃખે કાઢયા, એવે આવી શિવરાત્રિ,
મહીમા જેનો પ્રસિદ્ધ જગમાં, જેને કહેછે મહારાત્રિ.
એદીન આખો અન્ન મળયુંનહી, નહીં મળીયું પાણી તલભાર
દાતણનો તે સીદ કરેને, જન નહીં જરી અન્ન હાર;

જેવો પહો ફાટયોને એને, થયો ખડોને લાગી ભુખ,
કકડો રોટી આપો બાપુ જોઇ કહે છે જનનું મુખ.
કોઇ આપોરે, કોઇ આપોરે, કોઇ આપોરે, કોઇ આપો,
ભુખ્યા જનનાં દુ:ખડાં આપી, અન્ન જરાને કોઇ કાપો;
સુણી એવા શબ્દો કાને, જન માંને નહીં દીલ લગાર,
ઉલટો ઉત્તર એમ કહેજે, મુર્ખા આ જન થાએ હાર.
એવામાં એક બ્રાહ્મણ ત્યાંથી, બીલીનાં પત્રો લઇ જાય,
રીસાળુ વળી ભાંગ પીધેલી, દીન આથમતે દોડયો જાય;
તેની પાસે અન્ન માગ્યું ત્યાં, પર્ણ તણો ખુબ કરીને ઘાય,
"લે, અલ્યા આ લેસે રોટી!" એમ કહી ને થયો વિદાય.
હરકત સુતો તે સ્થળ આગળ, જુનું શંકરનું થાણું,
અનઘડ તેની માંહ્ય હતું એક, લીંગ લલિતસુ રૂપાળુ;
પુર્વ જન્મનું કર્મ ફળ્યું ને, પર્ણ ધર્યા નીજ કર મોઝાર,
નવ ભાળી રોટી તે તેથી, ક્રોધે ફેંકાંણું તે ઠાર.
તે સઘળાં શિવપર જૈ પડીયાં, શિવે પુજા માન્ય કરી,
તેજ વખત સુભ રૂપ ધરી શિવ, આપ્યાં દર્શન પ્રીત ભરી
માગ્ય માગ્ય મુખ શિખ અલ્યાહે, શિવ બોલ્યા મહા સુભ વાણ
હરકત ત્યારે હર્ષ ધરીને, હરહર કહી જોડયા પાણી.
માબાપે આપીતી શીખ તે, આ વખતે આવી ઉર માંહ્ય,

તેથી જાણ્યું શંકર આવ્યા, કરવાને મારી શુભ સાહ્ય;
"માત તાતને પત્ની મારી, વળી લક્ષ્મી ભારી આપો,
"ખરચી ખુટે નહીં એવી તે, આપીને મમ દુઃખ કાપો.
"હાથી ઘોડા અતી ઘણેરા, નોકર ચાકરનો નહીં પાર,
"વાડી વજીફા મંદીર મેડી, નહીં મમ સમકો પુર મોઝાર;
"સુખ પાલને બડી સાહ્યબી, બ્રાહ્મણોને આપું ગાય,
"એવી ગાયોનો મારે ત્યાં, લેખાં લાખે લાખ લખાય.
"સોના કળસે પાણી એહાં દર્શન નિત્ય તમારાં થાય,
"એવું આપો આપ રસીલા, હે ઉમીયાપતિ આપો સાહ્ય;"
ત્યાંથી ભોળો નાથ સિધાવ્યા, તથાસ્તુ કહીને અંતર્ધ્યાન,
પ્રભાત માંહી પોં'ચ્યો હરદત, વગર શ્રમે કાશી મુકામ.
સર્વે વાતે સિદ્ધી થઈને, તાત ચઢયો સામૈયે ત્યાંય,
ઢોલ નગારાં નોબત સાથે, પ્રસરી ચાલ્યો પુરની માંહ્ય;
સુખ શાંન્તિમાં ઉમર ગાળી, મણીમય મંદીર વાસકરી,
અંતે વૈકુંઠ વાસ સિધાવ્યો, ભોળાનાથે મે'ર કરી.
એકજ શિવરાત્રિકેરાતે; વ્રત થકી ઉત્તરીઓ પાર,
વળી અજાણે મહા પરાણે, થાતાં પણ પામ્યો ઉદ્ધાર;
એવું મહાતમ છે આ વ્રતનું, જે પ્રીતે કરીને કરશે,

પોતે ભવજળ પાર તરી વળી, કુટુંબ સહીત સેજે તરશે.
આ કવિતા જે ભાવે સુણશે, ને નિત્યે પાઠે કરશે,
રીઝી તેપર ભોળો સ્વામી, વાસ વળી વૈકુંઠ દરશે;
ભૂલચુક મહીં હશે રહેલી, માફી દેશો વાંચક વીર,
સારાસાર વિચારી અંતર, શામજી કહે છે ધારી ધીર.

દોહરો;

મંગળમય મહારાજ હે, મંગળ કર મહારાજ;
મંગળ મહાતમ આ પઢે, (તેને) મંગળહેતું જહાજ.
સાર સાર ઉર ધાર નર, સરસ સરસ લે રંગ;
પશુ પતિ નાથ ઉમાપતી, આપે સુખ અભંગ.
તે માટે તનમનથકી, ભોળાપર ધર ભાવ;
અંતે એ ઉદ્ધારશે, મહા સમુદર નાવ.

તસ્થાતુ.

———o———

# હિંમતના સોળ શૃંગાર.

## ટુંક સમયમાં ઘણી ખ્યાતિ મેળવી છે.

**વસંતમાલતી**—આ પુરૂષમાં વીર્ય, કાંન્તી, બુદ્ધિ અને સ્મરણ શક્તિ આદી વધારવા ઉપરાંત સ્ત્રીને રજસ્વળા પ્રાપ્ત થાય છે. ગળતો ગર્ભ અટકાવી કાંસારોગ, સુળ, ઈત્યાદી રોગનું જડામૂળ કાઢી શરીર લાલચોળ બનાવી દેછે. કીંમત રૂ. ૩).

**નેત્રમિત્ર**—નં. ૧ અને નં. ૨ નં. ૧ લો વિદ્યાર્થીઓની આંખનાં તેજને સાચવવા માટેજ ખાસ બનાવ્યો છે. નં. ૨ જો ફુલું, લોહીવિકાર કે દુખવા આવેલી આંખ સાફ કરેછે. રૂ. ०॥ દરેક નંબરનો.

**કોલેરાપીલ્સ**—જ્યાં ડાક્તરો નથી એવાં ગામડાંમાં ઘણીજ ઉપયોગી છે. આ ભયંકર રોગનું સત્યાનાશ કાઢતાં વિલંબ કરતું નથી રૂ. ०॥

**હિંમત પીલ્સ**—દમ,સ્વાસ, આદી ભયંકર રોગ ઉપર અકસીર નીવડી છે. થોડાજ વખતમાં મોટી ફત્તેહ મેળવીછે.રૂ.૧)

**પ્રમેહારી ચુર્ણ**—ગમેતે કારણથી ગમે તેવો પરમો થયો હશે તોપણ એકજ શીશી બસ છે. ફરીથી ઉભળવા પામતો નથી. રૂ. ૧)

**ફીવરપીલ્સ**—રોજીઓ એકાંતરીઓ, ચોથીઓ, ટાઢો, ઉનો, ગમે તેવો તાવ એક શીશી ત્રણ માણસને મટાડશે. રૂ. ૦॥

**બાળ પુષ્ટી**—ઉધરસ, વરાધ, શરીરે ગળવું, કૃમી, ઇત્યાદી રોગ મટાડી બાળકને રૂષ્ટ પુષ્ટ બનાવેછે. રૂ. ૧)

**તાકાતે હિંમત**—વાપરો, અને એટલા તો સુંદર, મજબુત, અને પુષ્ટ બનશો કે અજાણ્યો માણસ તો એક વખત તમને ઓળખશે પણ નહીં, હરકોઇ રસ્તે વ્યર્થ જતી ધાતુ અટકાવવા ઉપરાંત તેને પુષ્ટી આપે છે. જેથી શરીરની નિર્બળતા, કમ્મરનો દુખાવો, વાંસાનું ફાટવું, હાડકાંનું કળવુ, પગનું સુંથાવું, આળસ—એચેની, માથાનું દુઃખવું, વારંવાર તાવનું હુમલા કરવું, સ્વપ્નાવસ્થા વિગેરે અનેક દોશોનો નાશ કરેછે. કીંમત. રૂ. ૧॥

**મૃગાક્ષી રસ**—ફુલ, ચેળ, રતાંધપણું મટશે. રૂ. ૧)

**દંતમંજન**—દાંતનો દુખાવો, લોહી નીકળવું, અવાળુનું ફુલવું, મોંનું બાસ મારવું, વિગેરે મટી જઇ મોં સુવાસીત કરવા ઉપરાંત દાંતને દાડમની કળીઓ સરખા બનાવે છે. સૌભાગ્યશીળ સ્ત્રીઓએ જરૂર વાપરવું રૂ. ૦।

**દાદરનો મલમ**—એકે અવાજે વખણાય છે. રૂ. ૦।

**ખસની ડબી**—ખસ, લુખસ, ચેળ, વિગેરે પર જાદુઇ ગુણ કરનાર એક અમુલ્ય ઔશધ ( નવી શોધ ) રૂ. ૦।

**ચંદ્રપ્રકાશ**—વિસ્ફોટીક ગમે તેટલા જોરશમાં વ્યાપી ગયો હશે તો પણ આ મલમ તેને હઠાવી કાઢશે. રૂ. ૦॥

**કર્ણ તેલ**—કાનનું પાકવું, ચરકા નાંખવાં, સુળ, આ-

દીકાનના સઘળા રોગો મટી જશે. રૂ. ાા

**સીંધ મર્દન ચુર્ણ**—અતીસાર, સંગ્રહણી, વિગેરેથી થતો દુર્ગંધીત ઝાડો, સૂળ, ચુંક, વિગેરે મટશે રૂ. ાા.

**પ્રસુતા પ્રસાદ**—સુવાવડને માટે સૌથી વખણાએલો ક્વાથ. શીત, સ્વાસ, સુવારોગ, સનીપાત, વિગેરે કાંઇ થવાપામતાંનથી. રૂ. ાા.

**સુચના.** ચોકસ કરેલા માપકરતાં ઓછું મોકલવામાં આવતું નથી. અમારા માલની ટુંકી મુદ્દતમાં સારી **પ્રતીષ્ટા** થઇછે. દગા ખોરોથી **ચેતજો.** દરેક શીશી કે ડબી ઉપર હમારૂં સીલ અને નામ ઠામ બરાબર તપાસીને લેજો. સઘળીદવાનું પોષ્ટેજ જુદું સમજવું. વિ. પી. થી મંગાવનારાઓએ બે આના પોષ્ટેજના અગાઉથી ભરવા જોઇએ. નહીંતો નોટ પેડ બેંગીના ચાર આના ભરવાપડશે.

**મળેલાં અસંખ્ય સર્ટીફીકેટોમાંથી જુજ**

આપનું **નેત્રમિત્ર** મારા મિત્રોને આપતાં તેઓ તે વિષે એક અવાજે વખાણ કરેછે. તે જોઇ મને કહયા વિના ચાલતુ નથી જે તમારી સઘળી દવા બેશક આવા ઉત્તમ ગુણ ધરાવતી હોવીજોઇએ. ફરીથી એકશીશી વી. પી.થી મોકલશોજી.

**અંબાશંકર ભવાનીશંકર ભટ**
**સ્કુલમાસ્તર—વડોદરા.**

આપની **તાકાતે હિમત** મેં વાપરીછે. જેનો સારો ફાયદો જણાયાથી બીજી એક ડબી મંગાવી ખુશી થાઉં છું.

U. G. T. Nadiad

તમારૂં ચંદ્રપ્રકાશ અતિ ઉત્તમ નીવડયુંછે. આજ એક માસમાં તે વિસ્ફોટીકથી પીડા પામતા ત્રણ માણસો ઉપર પોતાની જાદુઇ અસરથી ફાયદો કરી વળ્યું છે. ચોથા ઉપર ઉપચાર ચાલેછે. આ ભયંકર રોગથી પીડાતા દરદીઓની આશીશ લેવાનું આ એક અચ્છું સાધન શોધી કાઢયુંછે.

**નાથાલાલ ત્રીકમલાલ તલાટી—પીપળાવ.**

તમોએ મારા મિત્ર તરફ તાવની દવા મોકલેલી જેણે તેને હર્ષપમાડયોછે. આજે પણ તે તમોને યાદ કરેછે અને-સર્વ સ્થળે તમારી દવા મંગાવવા પોતાના દોસ્તોમાં ભલામણ કરેછે.

J. N. Chokshi

Kalabhuvan—Baroda.

તમારી દાદરની દવાએ મને આનંદ આપ્યોછે. દોઢ-દીવસમાં માત્ર ત્રણજ વાર લગાડવાથી તે સાફ કરીછે.

**ચોકશી, ગિરધરલાલ. છોટાલાલ- ધોલકા.**

આપનો પોતાનાંપુસ્તકો અને દવાઓ લખેલી કીંમતકરતાં ઓછી કીંમતે નહીં વેચવાનો દ્રઢ નિશ્ચય જોઇ આનંદ પામુંછું.

**બાલુભાઈ મગનલાલ શાહ. સુરત**